

સદ્‌ગુરુ યુગાચાર્ય

સ્વામી શ્રી પ્રણવાનંદજી મહારાજની

# પૂજા-ઉપાસના-પદ્ધતિ

-: લેખક :-

સ્વામી વેદાનંદ

: પ્રાપ્તિ સ્થાન :

ભારત સેવાશ્રમ સંઘ

"સ્વામી પ્રણવાનંદ માર્ગ" કતારગામ. સુરત-૪

☎ ૪૮૦૦૧૬

કિંમત રૂા. ૫-૦૦

"ભારત સેવાશ્રમ સંઘ"

"હિન્દુ મિલન મંદિર"ના પ્રણેતા



આચાર્ય સ્વામી શ્રી પ્રણવાનંદજી મહારાજ

# પૂજા-ઉપાસના પદ્ધતિ

卐

## સદ્ગુરુની કૃપા વિરલ છે

એંસી એંસી લાખ યોનીયોમાં ભમ્યા કેડે જ માનવજન્મ મળે છે, એટલે માણસજાતિમાં જન્મવું એ જ એક મહા દુર્લભ વસ્તુ છે, તેમાંય વળી પ્રત્યેક માણસને ધર્મ પર પ્રેમ થાય, ભગવાન પ્રત્યે ભક્તિ ઊપજે એવું નથી એટલે માણસોમાં પણ ભગવદ્ભક્ત બનવું મહા દુર્લભ છે, પણ ભગવાનને પામવાની ઈચ્છા ઉત્પન્ન થઈ ગયાથી જ કંઈ તે મળી જતા નથી, તેને માટે ખાસ જરૂરી છે-સદ્ગુરુની કૃપા થવી તે. સદ્ગુરુની કૃપા ન થાય તો કોઈ મનુષ્ય પ્રભુને પામી નથી શકતો. તેથી ઘણા ઘણા જન્મોમાં કરેલા ઘણા પુણ્યો અને સદ્ભાગ્ય ન હોય ત્યાં સુધી કોઈ પણ માણસને સદ્ગુરુ પ્રાપ્ત થતા નથી.

## સદ્ગુરુ કોણ? ભગવાન પોતે!

ભગવાન પોતે ભક્તજનો પ્રત્યેના પ્રેમને વશ થઈ જાહેર કરી ચૂક્યા છે કે:

મારી જ ત્રિગુણાવતી માયામાં મોહિત થઈને માણસ સંસારની જે જાળમાં લપટાય છે એના જંજાળમાંથી તેના ચકરાવામાંથી છૂટકારો મેળવવાનું તેને માટે દોહ્યલું છે ત્યારે ઉપાય ? હું જ માણસરૂપે જગતમાં અવતાર લઈ ભક્તજનોનાં માયાનાં બંધનો તોડીફોડી તેમને મુક્ત કરું, એ જ ઉપાય.

મારું જ શરણ શોધનારાં ભક્તજનો સંસારના પરિતાપ વડે બળ્યાઝળ્યા બની મને પામવા માટે આકુળવ્યાકુળ બની ચીસો પાડે ત્યારે મારાથી બેસી રહેવાય નહિ. હું નરદેહે સદ્‌ગુરુ રૂપે અવતરું છું અને મારા ભક્તજનોને મારા-સ્નેહ-પ્રેમના બળ-વડે મારા પ્રત્યે ખેંચી લઉં છું.

હું તો ભક્તિનો ભૂખ્યો હમેશા, ભક્તો જ છે મારા પ્રાણ,
ભક્તોને ખાતર આવું જગતમાં, કરું સાધુ-પરિત્રાણ,

શ્રી ભગવાન ભક્તની મુક્તિજનોને માટે મનુષ્ય બનીને સદ્‌ગુરુ રૂપે જગતમાં આવે છે ત્યારે ચોમેરથી અસંખ્ય નરનારીઓ ભક્તિભાવથી ઉભરાઈ જઈ તેમના ચરણકમળમાં આશરો લેવા દોડે છે. તેમની પૂજા-અર્ચા, સેવાચાકરી કરવા તેમના પ્રત્યે પ્રેમ, ભક્તિ, પૂજ્યભાવ દાખવવા જાણે ગાંડાતૂર બની જાય છે. તેઓ જ્યાં વિરાજે છે. ત્યાં જાણે આનંદનાં બજાર જામી પડે છે, પ્રેમની રેલ વહી રહે છે. પાપની ઝાળપીડા ભૂલી જઈને ભક્તિભર્યા નરનારી આનંદનાં ઝૂલણામાં જાણે ભૂલી રહે છે,

## ભગવાન જ જીવને પરમ પ્રિય છે.

જીવ માયાવશ છે. તે નથી સમજતો કે ભગવાન જ માત્ર પોતીકું સ્વજન છે. પિતા, માતા, ભાઈ, સ્ત્રી, પુત્ર, કન્યા વગેરેની સાથે સંબંધ ઘણોય નિકટનો હોય છે. પણ તો ય તે ચાર દિનનાં ચાંદરણાં સમાન છે, જ્યારે ભગવાન તો અનંતકાળના આત્મીય છે. તે આત્માઓનો પણ આત્મા છે-પરમાત્મા છે. તેઓ પ્રાણના પણ પ્રાણ છે. ખરેખરા પ્રિયતમ છે, સુહૃદ છે. તેઓ જ પિતા, સ્વામી, સખા. ગુરુ

અને તારક છે. ભાન ભૂલ્યો—પોતવીસર્યો જીવ માયાની ફસામણમાં આ બધું ભૂલી બેઠેલો હોય છે.

## ભક્તોના પ્રિયતમ—ભગવાન!

ભક્ત જાણે છે કે ભગવાન જ આપણા ખરા પ્રિયતમ છે—એકમાત્ર સ્વજન છે.

મારાં પોતીકા સ્વજન ઘણાંય પ્રભુ
પણ તેથીય નિકટે પધારો વિભુ.

નહિ જેનો આધાર કશો જગમાં,
તમે તેનું શરણુ છો સદાય વિભુ!

ભક્ત—સાધક જાણે છે કે ભગવાન તેના એક માત્ર આત્મીય સ્વજન છે. સંસારનાં સગપણો ગમે તેવાં ઘાટાં હોય, તો પણ ભગવાન સાથેના સગપણની તોલે તે કદી આવી શકે તેમ નથી. સંસારનાં દુઃખ-કષ્ટ-શોક-મોહની બળતરામાં બળ્યાઝળ્યા ભક્તો આ વાત તંતોતંત બરાબર પામી ગયા હોય છે. તેથી જ તેઓ છેવટે પોતાના અંતરની લાગણી, પોતાની વેદના દાખવે છે—

દ્વારે દ્વારે ફરી ભટકીને આવ્યો, પાછોતમારે જ દ્વાર,
પ્રેમ બધાંનો છૂટી ગયો, હવે એક ચાહું-કિરતાર!
એક ચાહું-કિરતાર!

જાણસમજ, જ્ઞાન અને પ્રભુસ્વરૂપનો પૂરો ખ્યાલ હોવા છતાં ભક્તજનો શ્રી ભગવાનને પોતાના સાન્નિધ્યમાં પામી ન શકે ત્યારે, પોતાના ઘનિષ્ઠ ભગવદ્પ્રેમની રેલમછેલમાં તે કેવી રીતે ડૂબી જઈ શકે? કેવી રીતે કાયમને માટે તેમના ગુલામ બની શકે?

એવા અનન્ય ઘનિષ્ઠ ભાવે પ્રભુ પામવાને ખાતર અંતરનો બધો પ્રેમ, પ્રાણની પૂર્ણ ઝંખના, હૃદયનો તીવ્ર અનુરાગ અને અણુઅણુની વ્યાકુળતા ધારણ કરી ભક્ત જ્યારે પ્રાર્થના કરી રહે છે ત્યારે પ્રભુ પોતાનું ઐશ્વર્ય છુપાવીલપાવી માનવીરૂપે અવતરે છે અને ભક્તગણ સાથે પ્રેમ, ભક્તિ પ્રીતિનાં બંધને બંધાઈ તેમને ભગવદ્દઅનુરાગની સાચી લહેજત ચખાડે છે, વરસાવે છે. તે વેળાએ ભક્તગણ પ્રભુ સાથે એકતાનતા સ્થાપી-સંબંધ પ્રગટાવી કૃતાર્થ થઈ જાય છે.

માનવકાયાધારી સદ્દગુરુરૂપે અવતરેલા પ્રભુની પૂજાઅર્ચના. ધ્યાનધારણા સેવાશુશ્રુષા, આજ્ઞાપરિપાલના અને તેમને પ્રસન્ન કરવાની આકાંક્ષા એ જ ભક્તની એકમાત્ર વાંછના થઈ રહે છે ગુરુરૂપી ભગવાન તે વેળા ભક્તિભાવભર્યાં નરનારીને દિલાસો આપી કહે છે—

**સર્વધર્માન્ પરિત્યજય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વાં સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચ: ।।**

બીજાં બધાં ધર્મ-કર્મને તજી દઈને માત્ર મારે શરણે આવ અને મારી પૂજા-ઉપાસના ધ્યાન-આરાધના, સેવા ચાકરી કર. તું જેને માટે તલપે છે. તે તારું સાધ્યધન હું જ છું, સમગ્ર ભાવ વડે, હૃદયના પૂર્ણ પ્રેમભક્તિ વડે મારી જ સેવા કર. મારા જ ચિંતનમાં ડૂબી પડને ભૂલી જા. હું જ તમને સૌને માયા-મોહ-પાપ-તાપ ને ગ્લાનિમાંથી છૂટકારો મેળવી આપીશ. માટે નચિંત થા. શોક તજી દે.

આવા સદ્દગુરુરૂપી પ્રભુ નાત, જાત, કુળ, ગોત્રનો

વિચાર નથી કરતા. તેઓ તો ભક્તમાત્રને આશરો આપી પોતાના પડખામાં, પોતાની ગોદમાં લઈ લે છે.

ભક્તિભર્યો હું તો શૂદ્રનો થાઉં,
ભક્તિતજ્યા બ્રાહ્મણને ન ધાઉં,
ભક્તિહીણો નર અમૃત આપે
તે નહિ અમૃત માનું.
ભક્તિભર્યો આપે ઝેર હળાહળ
તે સાચી સુધા પ્રમાણું.

卐

## જગદ્‌ગુરુ આચાર્ય સ્વામી પ્રણવાનંદજી

આજના યુગમાં ભક્તિભાવભર્યા નરનારીઓના આજીજીભર્યા આહ્‌વાનને માન આપી પ્રભુએ પોતે જગદ્‌ગુરુરૂપે, આચાર્ય સ્વામી પ્રણવાનંદજીના શરીરમાં અવતાર લીધો છે. લાખો ભક્ત નરનારી અંતરની આતુરતાએ ભર્યાપૂર્યા તેમનાં ચરણકમળનું શરણુ લઈ પોતાનો જન્મારો સાથક કરી ચૂકયા છે અને કરે છે. એ અપૂર્વ શુભ સમાચાર ચોમેર જાણે વીજળી વેગે ફેલાઈ ગયા છે તેમની અલૌકિક તપઃશકિતનો પ્રભાવ રેલમછેલ થઈ માનવોનાં પાપતાપ નષ્ટ કરી રહેલ છે. તેમના દર્શન, સ્પર્શ, આશીર્વાદથી તેમના શ્રીમુખની અમૃતભરી, આશ્વાસનભરી વાણી સાંભળી તેમના કરુણામય નયનોની અમીનો પ્રસાદ પામી, તેમના સ્નેહઘેલા હૃદયના મીઠા સ્પર્શે, તેમના પ્રેમ વડે ગળગળા બનેલા આત્માની દર્દભરી છાયામાં ભક્ત નરનારીનાં હૈયાં આનંદસાગારમાં ડૂબી જાય છે. અને

એ આનંદની લિજ્જત જે એક વાર માણે છે, તે ધન્ય ધન્ય થઈ જાય છે. એ હર્ષનું રસબસતું ઘેન તેમને પરમ શાન્તિમાં ડૂબાડી દે છે.

એ જગદ્‌ગુરુરૂપી ભગવાન આચાર્યદેવનો આશરો પામેલા ભક્ત નરનારીઓ એમની પૂજાઅર્ચના, ધ્યાનધારણા, સ્તુતિ પ્રાર્થના અનુષ્ઠાનાદિ કરી હળવે હળવે હમેશ પ્રેમ અને ભક્તિના રસમાં તલ્લીન થઈ આનંદ અને શાન્તિના અધિકારી બને તે ખાતર આ ચોપડી પ્રકટ કરી છે. જેમને આ વિષયમાં વધારે જિજ્ઞાસા હોય તેમણે ભારત સેવાશ્રમ સઘ તરફથી પ્રકાશિત શ્રી સદ્‌ગુરુ નામનું પુસ્તક વાચવું ઘટે છે.

શ્રી જગદ્‌ગુરુરૂપી ભગવાનનાં
શ્રીચરણોમાં જગતભરનાં
નરનારીનો ભકિતભાવ અચળ વસો.

卐

## દીક્ષા ગ્રહણ કરનાર શિષ્યના સંકલ્પો

૧ સદ્‌ગુરુરૂપી શ્રી ભગવાનની કૃપા, તેમના આશીર્વાદ અને પ્રસાદ સિવાય કોઈ પણ જાતના સંસારી સુખ સ્વાર્થની વાંછના તેમની પાસેથી નહિ કરું.

૨ તેમના અપાર, નિર્મળ, સ્નેહપ્રેમની બાબતમાં કોઈ પણ પ્રકારનો સંશય-સંદેહ નહિ રાખું.

૩ તેમની સમક્ષ જીવનની ભલી-બૂરી કોઈ પણ વાત છાની નહિ રાખું. તેઓ ક્ષણેક્ષણ સાથમાં જ છે, ને મારા પ્રત્યેક વિચાર, વાક્ય, વર્તન તરફ લક્ષ રાખે છે. એવું નક્કીપણે માનું છું. માનીશ.

મનસા, વાચા, કર્મણા કદી પણ તેમની ઇચ્છા, આજ્ઞા, સંમતિથી વિરુદ્ધ આચરણ નહિ કરું.

૫ હંમેશ તેમનો આદેશ, તેમની દોરવણી, તેમના ઉપદેશ મુજબ વર્તન ઉમંગભેર કરીશ.

૬ આપતવિપતમાં હંમેશ તેમની કૃપા પર આધાર રાખી સંતુષ્ટ મનથી દિવસો ગુજારીશ.

જેણે સદ્‌ગુરુચરણનો આશરો લીધો છે તેણે સૌથી પહેલાં ને સૌથી છેલ્લે પણ આ જ વાત પોતાના અંતરમાં જાગતી રાખવી પડશે-જીવતાં કે મરતાં, રાત્રે કે દિવસે, સૂતાં કે જાગતા હંમેશ પોતાના હ્રદયમાં ઘૂંટવું પડશે કે—

તમે જાતે બનાવો તમારો,
કોઈ નહિ તેનો તું આધારો !

તેમના જેવા કલ્યાણકામી, શુભાકાંક્ષી અનુકંપાશીલ, દુઃખશોકમાં કે જીવનમરણમાં, અનંતકાળનો ને અનંતયુગનો સાથીસંગાથી કોઈ જ નથી. આપણે તેમને નથી ઝંખતા તોય તેઓ આપણને ઝંખે છે. એટલું જ નહિ. કેટલી લાગણીથી. કેટલા પ્રેમથી કંઈ કંઈ ઉપાયથી યુક્તિકૌશલથી અમને પકડી, સમજાવી, ખેંચી તેઓ તેમની પોતાની ગોદમાં રાખવા મથે છે.

( પદ: રાગ ભૈરવી )

હરિ, મારું અંતર શુદ્ધ કરો રે,
હરિ, મારી નિર્મળ, બુદ્ધિ કરો રે. ટેક
હરિ, મને પ્રપંચ વિસરાવો રે,
મુજ મન નિજ છબી લોભાવો રે. હરિ....
હરિ, હું ભાવું એવો કરો રે,
હરિ, મારાં તનતાપ શમાવો રે. હરિ....

હરિ, મારી દુર્મતિ દૂર કરો રે,
અંતર ભક્તિભાવ ધરો રે. હરિ....
હરિ, નીજની લીલા દર્શાવો રે,
નિશદિન સત્‌સંગી ભાવો રે. હરિ....
હરિ, મારું ચિત્ત ચરણે રાખો રે.
દાયો તમારો શ્રીમુખે ભાખો રે. હરિ....

卐

પ્રસન્ન થાઓ તમે એવી કંઈ નથી મારી પાસે,
નિજ બળથી નિજનો કરો, તો તો અખિલ કષ્ટ
હોય અસ્ત-મારાં.

આવી આવી ભાવના વડે, અંતરના ઊંડાણમાંથી પ્રાણના પણ પ્રાણ સમજીને તેમના શ્રીચરણમાં આત્મસમપર્ણ કર્યા જ કરવું જોઈશે. ભક્તો-શિષ્યનો મૂળ જીવનમંત્ર આ છે, આ જ છે.

ભગવાન પોતે અપાર કૃપા અને અખૂટ આશીર્વાદ સાથે સદ્‌ગુરુ બનીને, આપણા જેવી માનવકાયા ધારણ કરીને આપણી વચ્ચે આવી પહોંચ્યા છે. આપણે તેમને માટે પ્રેમાકુળ બની, તેમની લીલા સાંભળતા તેમની તરફ ભાળીએ, ધપીએ એટલે બંને બાહુ પ્રસારીને આપણને ગોદમાં લેવાને તેઓ તૈયાર જ છે. આપણે તેમને ચાહીએ છીએ ખરા ? તેથી તો ભક્તકવિએ દિગલગીરીથી ગાયું છે—

એ તો અબુઝ અજ્ઞાની, દયામય !
એ તો અબુઝ અજ્ઞાની, દયામય !
વાંછે કેવળ ધન, જન, આયુ ને
કીર્તિ વળી મનમાની-દયામય !
એ તો અબુઝ અજ્ઞાની-દયામય !

## દીક્ષા ગ્રહણ કરનાર શિષ્યનું કર્તવ્ય

૧ સદ્‌ગુરુ સંબંધે કશો સંશય ન રાખવો. કંઈ શંકાસંદેહ ઊપજે તો તરત તેનો ઉકેલ કરી લેવો.

૨ સદ્‌ગુરુએ ઉપદેશ્યા મુજબનાં ક્રિયાકાંડ, અનુષ્ઠાન, જપતપ, ધ્યાનધારણા, પૂજાઅર્ચા કરવાં.

૩ શારીરિક અને માનસિક સંયમના નિયમો પાળતા રહેવું.

૪ રોજબરોજ દરેક વિચાર-વાણી-વર્તનને શ્રી સદ્‌ગુરુના ચરણમાં ખરા અંતરથી અર્પણ કરી દેવાનો મહાવરો પાડવો.

૫ સંસારને શ્રી ગુરુદેવની લીલા, તેમની માયા સમજવી. તેમના એક અનુયાયી સેવક તરીકે તેમની જ આજ્ઞા મુજબ સંસારનાં કામકાજો કરીએ છીએ એમ માની સુખસંપતિની કે આફતવિપતની જે કોઈ સ્થિતિમાં સદ્‌ગુરુ રાખે તે દશામાં રહી, વીરપુરુષ પેઠે ફળઅફળ પ્રત્યે નિષ્કામ રહી કર્તવ્ય કર્યા કરવું.

૬ તેમના પર એકનિષ્ઠ ભાવે, પૂર્ણ આધાર રાખી બાળક પેઠે, સરળ હૃદયથી તેમનું અનુસરણ કરવું.

૭ પાસે રહેતાં હમેશાં, દૂર રહેવાય ત્યારે તક મુજબ ગુરુનાં દર્શન, પૂજાઅર્ચના, વંદન, સેવા વગેરે કરી ભક્તિભાવ દર્શાવવો.

૮ પાપની ફસામણમાં કે ઇન્દ્રિયરૂપી શત્રુઓના મોહમાં કંઈ પતન થાય તો નમ્રભાવે શ્રી ગુરુના ચરણમાં દિલ ખોલી પ્રાર્થના કરવી અને ધીરજપૂર્વક તેમના સૂચવ્યા મુજબ ચાલવું.

૯ તેમની આજ્ઞા-અનુજ્ઞાનો ભંગ થઈ જાય તો તે માટે તેમની ક્ષમા માંગવી અને પ્રાયશ્ચિત્ત કરવું.

ઘેર સદ્‌ગુરુનું આસન સ્થાપી તેમાં પાદુકા અને છબી

રાખી બની શકે તો રોજ પૂજા કરવી. અથવા તો વારતહેવાર કે શુભપર્વણીઓએ પૂજન-અર્ચન કરવું.

## નામજપ અને કીર્તન

સદ્ગુરુએ આપેલાં નામ યા મંત્ર તેમની આજ્ઞા દોરવણી મુજબ બતાવેલ વખતે રોજ, અમુક નક્કી સંખ્યામાં નિયમિત રીતે જપવું જોઇશે. માનસિક ચંચળતા અને જાતજાતના વિચારતરંગો કે અનિચ્છા વડે પહેલાં મન ના ચોંટે તો પણ કડવા ઓસડ પેઠે યંત્રવત્ તે જાપ જપતા જ રહેવાનો મહાવરો થયાથી પછી તેમાંથી આનંદ સાંપડશે.

નામજપ એક બાજુ ચચંળ. ઉછાંછળા મનને ધીમે ધીમે સંયમી બનાવશે. તો બીજી બાજુ તેના વડે દિલ ભક્તિભર્યો બનશે. વધારે તો નામજપના શક્તિપ્રભાવથી જન્મજન્માંતરના કુસંસ્કારો નાશ પામશે. વળી તે દ્વારા ઇન્દ્રિયોનું નિયમન અને કામક્રોધાદિ દુશ્મનોનું દમન થશે.

સાધકને માટે તો જપ,
એ જ મુખ્ય આધાર છે.

જપકાળે શરીરને સ્થિર રાખી ગળું, છાતી ને માથું ટટાર, એક રેખાએ રાખવા જરૂરી છે કેમ કે તેમ થવાથી મન કોઇ રીતે ચંચળ થઈ નહિ શકે.

જપ મનમાં ને મનમાં ન કરવો તેમ મોટે અવાજે પણ ન કરવો. પોતાને સંભળાય, સમજાય ને છતાં બીજા કોઇને ન સંભળાય એવી રીતે, વિશેષ અવાજ કર્યા વિના, ફક્ત જીભના ટેરવા પર જપ કરવો.

માળા વડે કે બીજી રીતે ગણતરી બરાબર રાખવી. જપની સંખ્યા પહેલેથી ચોક્કસ નક્કી કરવી જોઈએ, નહિ તો ખાસ વધારે ફાયદો નહિ થાય પ્રત્યેક શ્વાસોચ્છ્‌વાસે નક્કી સંખ્યામાં જપ કરવા જોઈએ. રોજ અમુક સો કે હજાર જપ કરવા જોઈએ. રોજ થોડો થોડો વધારો કરતા જવો. જપકાળે માનસિક આંખો વડે શ્રી સદ્‌ગુરુની મૂર્તિ પ્રેમાળભાવે નિરખતા રહેવું. જો તે ન થાય તો તેમની છબી સામે રાખી જપકાળે તે છબી સામે સ્થિર નજરે નિહાળી જપ કરવા.

મન સ્થિર ન રહે તો તરત જ ગભરાઈને જપ છોડી ન દેવા. આપણું કર્તવ્ય આપણે કરતા રહેવું. ધીમે ધીમે મન આપોઆપ ચોંટી જશે.

રોજ ઠરેલા વખતે, ઠરેલી સંખ્યામાં જપ કરવા, ઉપરાંત સદા-સર્વદા ફરતાં-હરતાં, બેસતાં-બેસતાં બધી અવસ્થામાં તેમ જ બધે સ્થાને મનમાં ને મનમાં જપ કરવા પ્રયત્ન કરવો તે જપની ગણતરી રાખવી જરૂરી નથી.

એકલા-એકલા સોબતીઓ સાથે રોજ અમુક વખતે કે તક, સગવડ-અનુકૂળતા મળ્યાથી ૐ ગુરુકૃપાહિ કેવલમ્ અથવા ૐ હર ગુરો શંકર શિવ શંભો એ આજના યુગનું સાચું મુક્તિપ્રદ સિદ્ધ નામ યા મંત્ર કીર્તનરુપે રટવું.

## ધ્યાનમૂલં ગુરોમુર્તિ

સદ્‌ગુરુની મૂર્તિનું ધ્યાન કરવું, એ જ ઈષ્ટદેવ છે. બધાં ય દેવદેવીઓનું સમગ્રરૂપ છે, પરબ્રહ્મ છે. પહેલાં તો સદ્‌ગુરુની પ્રતિકૃતિ ( છબી ) સામે રાખી તેની સામે એકાગ્ર નજર

ચોંટાડી ધ્યાન કરવાનો મહાવરો કરવો પડશે. ધીમે ધીમે માંનસ-નેત્રમાં ને હૃદયમાં એ મૂર્તિનું ધ્યાન કરવાનું રહેશે.

સાધારણ રીતે હૃદયમાં જ મૂર્તિનું ધ્યાન કરવું. જેમને ગુરુદેવ મારફત અન્ય પ્રકારના ધ્યાનનો ઉપદેશ સાંપડ્યો છે, તેઓ તે મુજબ કરશે.

ધ્યાન કરતી વેળા શરૂમાં તો ધ્યેયમૂર્તિ પૂર્ણ સ્વરૂપે મનમાં પ્રગટતી નથી. અથવા મનની ચંચળતાને લીધે એક ક્ષણે તે મૂર્તિ મનમાં તરવરી ઊઠે છે. તો પછી બીજી ક્ષણે ઊડી જઈ જાતજાતના ગરબડિયા દેખાવો ત્યાં પ્રગટવા લાગે છે. એથી નિરાશ થઈ જવાનું કશું કારણ નથી. અંતરના રાજસી-તામસી ગુણો લોપ ન થાય ત્યાં સુધી એ ભાવ ઓછોવત્તો રહેશે જ.

ધ્યાન વેળા ધ્યેયમૂર્તિનું જે કોઈ અંગ માનસઆંખો સામે પ્રગટે તેનું જ ધ્યાન કરવું. એટલા ખાતર પહેલે પ્રથમ મૂર્તિની છબી સામે રાખીને ધ્યાન કરવું એ યોગ્ય છે.

## આત્મનિવેદન અને પ્રાર્થના

પ્રાર્થના તો જીવનનું અજબ રસાયણ છે. અમૃત છે. ભાંગેલા હૈયામાં એ આશાના અજવાળાં ભરે છે. તૂટેલી છાતીને એ ભરોસાના બળ વડે ટેકવી રાખે છે। અશાન્તિભર્યા જીવનમાં એ શાન્તિના અમૃત સિંચી દે છે. સંસારના તાપ-સંતાપ વડે જ્યારે આત્મા હેરાનપરેશાન થઈ જાય ત્યારે કરુણાના સાગરરૂપ, દુઃખીઓના ઉદ્ધારક, નિરાધારના આશરા સમાન સદ્‌ગુરુરૂપી શ્રી ભગવાનનાં ચરણોમાં અંતરના કમાડ

પૂરેપૂરાં ખુલ્લા મૂકી રજેરજ આત્મકથા રજૂ કરી દેવી, પેટ ભરીને રડી લેવું, પ્રાર્થના કરવી, સાચા દિલના આંસુ વડે વદન અને છાતી પણ ભલે ભીંજાઈ જાય ! જોજો, સદ્‌ગુરુ પોતાના ગેબી પણ સ્નેહભર્યા. સુકોમળ કરકમળો વડે અંતરના બધાય તાપસંતાપ દૂર કરી શાન્તિના અમૃતમાં કેવું સ્નાન કરાવે છે !

## ઉપવાસ-શરીરતપ

આ કલિયુગમાં ઉપવાસ જ ખરું શરીરતપ છે. એના વડે ઈન્દ્રિયોને કાબૂમાં રાખી શકાય છે. ષડ્‌રિપુઓને હરાવી શકાય છે અને શરીરને નિરોગી તથા સાત્ત્વિક બનાવી શકાય છે. ઉપવાસ વડે મન અને બુદ્ધિની બાહ્ય ગતિ-ભટકેલપણું-અટકે છે અને ચિત્ત સ્વાભાવિક રીતે અંતરમુખ અને નિશ્ચલ બની જાય છે.

એટલા ખાતર ધર્મપ્રેમી નરનારીઓને માટે શાસ્ત્રોએ નિયમિત ઉપવાસ કરવાની ગોઠવણ કરી આપી છે. ઉપવાસ વિના પૂજા-વગેરેનું કશું ફળ મળતું નથી.

સદ્‌ગુરુને ચરણે શરણે આવેલા ભક્તોએ, શિષ્યોએ, સ્ત્રીપુરુષ બધાંએ નિયમિતરૂપે પૂનમ, અમાસ અને અગિયારસે ઉપવાસ અને શ્રી સદ્‌ગુરુનુ પૂજન, ભોગ, આરતિ વગેરે કરવાં. જરૂર જેવું લાગે, પૂજા પૂરી થયે પ્રસાદરૂપે થોડાંક દૂધ, ફળ વગેરેનો જૂજ આહાર કરી શકાય છે. એ સિવાય જન્માષ્ટમી, મહાષ્ટમી અને શિવરાત્રી આદિ પર્વણીઓ પર પણ એ જ રીતે ઉજવણી કરવી.

ગૃહસ્થોમાંથી, જેની જેવી શક્તિ હોય તે પ્રમાણે ઉપલી પર્વણીઓ પર કંઈક કંઈક દાન પણ કરવું જોઈએ. એટલે જેમનું ગજુ હોય તેમણે ભારત સેવાશ્રમ સંઘની જગત-

હિતકારી પ્રવૃત્તિઓ માટે ગજાસુજબ થોડુક નાણું કે છેવટે અનાજરૂપી દાન કરવું.

## સંયમ અને સદાચાર

સંયમ અને સદાચાર એ તો ધર્મપ્રેમી શાન્તિપિપાસુ નરનારીઓનો કાયમી ધર્મ છે. સંયમ અને સદાચાર જ માણસને પાપની ફસામણમાંથી, મોહિનીના પંજામાંથી બચાવે છે.

## સંઘવાણી

આપણું લક્ષ્ય શું છે? મહામુક્તિ આત્મસાક્ષાત્કાર.

આપણો ધર્મ શો છે? ત્યાગ, સંયમ, સત્ય, બ્રહ્મચર્ય.

મહામૃત્યુ એટલે? આત્મવિસ્મૃત્તિ,-પોતવિસારો.

ખરું જીવન શું છે? આત્મબોધ, આત્મસ્મૃતિ, આત્માનુભૂતિ યા પોતાની ઓળખાણ.

મહાપુણ્ય શું છે? વીરત્વ, પુરુષત્વ, મનુષ્યત્વ, સુમુક્ષુત્વ.
મહાપાપ કયાં? દુર્બળતા, કાયરતા, સંકુચિતવૃત્તિ, સ્વાર્થીપણું
મહાશક્તિ કઈ? ધીરતા. સ્થિરતા, સહનશીલતા,
મહાભાથું કયું? આત્મવિશ્વાસ, આત્મમર્યાદા, સ્વાશ્રય.
સૌથી મોટા મિત્રો કોણ? ઉદ્યમ, ઉત્સાહ, ખંત.

**સવાલ**:— અતંરમાં સદૈવ આત્મસ્મૃતિ કેવી રીતે જાગ્રત કરી શકાય?

**જવાબ**:—રોજેરોજ, આત્માનું ચિંતન, તેના જ વિચાર અને તેનું જ અનુશીલન કરવાથી.

**સવાલ** :-ઇન્દ્રિયોની ઉશ્કેરણીથી ષડ્રિપુના ત્રાસમાંથી બચવાનો ઉપાય કયો ?

**જવાબ** :-માનવીની કાયા નાશવંત છે અને જગત માયાવી છે એવી વિચારણા વડે.

**સવાલ** :-ક્યાં ક્યાં કારણો વડે માણસમાં કામવાસનાનો ઉદય થાય છે ?

**ઉત્તર** :-ખોટી મમતા અને ખોટા સ્નેહથી.

**સવાલ** :-માણસનું મન નબળું કેમ પડે છે ?

**ઉત્તર** :-ભોગવિલાસની ઝંખના કરવાથી, ઇન્દ્રિયોને તૃપ્ત કરવાથી, તેમની માગણીઓ સંતોષવાથી; વિવેક, વિચાર અને વૈરાગ્યને અભાવે.

**સવાલ** :- મન, પ્રાણ કયા ઉપાયો વડે સબળ થાય, તેજવંત બને ?

**જવાબ** :- રોજરોજ વિવેકબુદ્ધિને હૃદયમાં જાગતી રાખવાથી; વ્યાસ, વશિષ્ઠ, વાલ્મીકિ, શુક, સમીક, શંકરાચાર્ય, જનક, યુધિષ્ઠિર, રામચંદ્ર, કૃષ્ણ, ભીષ્મ, ધનંજય, એકલવ્ય, નચિકેતા, શ્વેતકેતુ, શિબિ, દધિચિ, દિલીપ, કર્ણ દાનેશ્વરી. જીમૂતવાહન, હરિશ્ચન્દ્ર વગેરે મહાન પુરૂષોના આપણે વંશજો છીએ, તેમનું પવિત્ર લોહી આપણી નાડીએ નાડીએ ધબકી વહી રહ્યું છે એમ વિચારી આપણો આત્મશકિતમાં વિશ્વાસ પ્રગટાવવાથી એ બને.

## બ્રહ્મચર્ય

**ન તપસ્તપ ઈત્યાહુઃ બ્રહ્મચર્યં તપોત્તમમ ।**
**ઊર્ધ્વરેતા ભવેદ્ યસ્તું સ દેવો ન તુ માનુષઃ ॥**

બ્રહ્મચર્ય જ સર્વશ્રેષ્ઠ તપ છે. એટલે ધર્મજીવનની ઇચ્છા રાખવાવાળાં શક્તિ અને શાન્તિને ઝંખનારાં સૌ કોઈએ. બ્રહ્મચર્યપરાયણ થવું જોઈએ. બ્રહ્મચર્યહીણ જીવન વડે સાધનભજનનું કશું ફળ સાંપડતું નથી.

બાળકો તથા જુવાનોએ ભારત સેવાશ્રમ સંઘ દ્વારા પ્રકાશિત પુસ્તકોમાં લખેલા, સદ્‌ગુરુએ ઉપદેશેલા સાધનનિયમો પાળવા યત્ન કરવો જોઈએ.

## વીર્યધારણં બ્રહ્મચર્યમ !

### શારીરિક

૧ મનસા, વાચા, કર્મણા વીર્યને જાળવવું-ધારણ કરવું જોઈએ.

૨ ઉશ્કેરણી કરે નહિ એવી હલકી વાનગીઓ ને તે પણ માપસર જ ખાવી અને અનાસ પૂનેમ આગયારસ વગેરે પર્વણીઓ પર ઉપવાસ કરવા.

૩ મોજશોખ તજવા.

૪ હંમેશ લંગોટ પહેરવી.

૫ કોઈનાંય પહેરેલાં વસ્ત્ર પહેરવું નહિ કે એઠું ખાવું નહિ.

૬ દહાડામાં બે વાર, નિયમસર કસરત કરવી.

૭ એકલા સૂવું.

૮ પાંચ કલાકથી વધુ ન ઊંઘવું.

૯ દહાડે સૂવું નહિ-દિવસમાં સૂવું એ બ્રહ્મચર્યમાં અંતરાયરૂપ ને તેથી પાપ સમાન માનવું.

૧૦ ખાસ જરૂર વિના કોઈને અડવું નહિ.

૧૧ બીનજરૂરી વાતો કરવી નહિ.

૧૨. હંમેશાં કોઈક ને કોઈક કામમાં ગૂંથાયેલા—મશગુલ રહેવું.

## બ્રહ્મચર્ય પ્રતિષ્ઠાયાં વીર્યલાભઃ ।

### માનસિક

૧. મનને હંમેશ સદ્દવિચારો, સદ્દભાવનાઓ, સારા સંકલ્પો, સારા ગ્રંથોનું વાંચન, ભગવાનનાં ધ્યાન, પ્રાર્થના. સ્તુતિપાઠ વગેરેમાં મંડેલું રાખવું.

૨. મનમાં નબળા યા બૂરા વિચારો આવે કે તરત ઈષ્ટદેવના નામનો જપ કરી પ્રાયશ્ચિત કરવું અને ભગવાન સમક્ષ માફી માંગવી.

૩. ઊંઘી જતા પૂર્વે બીજા બધા વિચારો ત્યજી દઈને નામજપ, ધ્યાન, પ્રાર્થના જ કરવાં.

૪. રોજ આત્મપરીક્ષણ કરવું અને રોજનીશી નિયમિત લખવી.

૫. રોજ સવારે ગીતા વગેરે ધર્મગ્રંથો વાંચવા અને એક એક શ્લોક મોઢે કરતા જવો.

૬. રોજ ઓછામાં ઓછા બે કલાક જપ, ધ્યાન, ઉપાસના કરવાં.

## શ્રી જગદ્દગુરુની પૂજા-પદ્ધતિ

જેમણે પ્રત્યક્ષ રીતે કે પરોક્ષરૂપે શ્રી જગદ્દગુરુ આચાર્યદેવનો આશરો સંપાદન કર્યો છે, અથવા તો તેવો આશ્રય મેળવવાનો સંકલ્પ કર્યો છે. તેમણે સૌએ કંઈ નહિ તો જેમનાથી બની શકે તેમણે સૌએ તો ગુરુદેવની ઉપાસના અર્થે એક અલગ ઓરડો રાખવો જરૂરી છે. એ રીતે અલગ ઓરડાની ગોઠવણ જેઓ ન રાખી શકે તેમણે કંઈ નહિ તો એકાદ ઓરડામાં કંઈક પડદો બાંધી લેવો જેથી તેની આડે બેસી ઉપાસના કાર્ય

નિર્વિઘ્નરૂપે કરી શકાય બને તો એ ઓરડાને દેવદેવીઓની સારી સારી છબી વડે સુંદર રીતે શણગારવો, પણ એ ઓરડામાં દાખલ થતાં પવિત્ર ધર્મભાવો જ હૃદયમાં પ્રગટે એ ધોરણ પર જ.

એ ઓરડીમાં યોગ્ય જગાએ વેદી કે બાજઠ પર શ્રી જગદ્ગુરુ આચાર્યદેવની છબીની સ્થાપના કરવી. છબીની સામે તેમની પાદુકાઓની પણ સ્થાપના કરવી. ધૂપ, દીપ વડે તે ભાગને સુગંધીમય સ્વચ્છ રાખવો. રોજ નિયમિત રૂપે, એ સ્થાને બેસીને જણાવ્યા મુજબ ભક્તિ કરવી. ત્યાં બેઠાં બેઠાં કોઈ પણ પ્રકારે સાંસારિક વાતચીત, ચર્ચા, વિચાર કરવાં નહિ. ઉપાસના સિવાયને વખતે એ ભાગ બંધ રાખવો. જેમાંથી બની શકે તેમણે તો રોજ જ અહીં બેસી આચાર્યદેવના પૂજનઅર્ચન કરવાં. જેમનાથી તેમ ન બને તેમણે કંઈ નહિ તો પૂનમ, અમાસ ને એકાદશી તેમ જ જન્માષ્ટમી, શિવરાત્રી, મહાષ્ટમી વગેરે ખાસ પર્વો પર ઉપવાસ કરી નિયમસર પૂજનઅર્ચન કરવું. અહીં ટૂંકમાં સામાન્ય પૂજાપદ્ધતિ આપી છે.

## પૂજા પદ્ધતિ

**પૂજાના સાહિત્ય—**

ફુલ, બીલીપત્ર, ધૂપ, દીપ, ચંદન, નૈવેદ્ય, પાણીનો ઘડો, શંખ, પંચપ્રદીપ ( આરતિ ) ચમ્મર, પંખો, ધૂપદાની, તરભાણું. આચમની, ફૂલદાની, ત્રિશૂળ વગેરે,

**પ્રાર્થના—**

નાહીધોઈ, શુદ્ધ સુઘડ વસ્ત્રો પહેરી, પૂજાખંડમાં જઈ તન અને મન સંયમિત કરી. આસન જમાવીને બેસવું અને મનમાં ને મનમાં પ્રાર્થના કરવી તથા ચિંતન કરવું કે :

"હે સદ્દગુરુ ! તમારું રૂપ અનંત છે. તમારી લીલા પણ અનંત છે, તમારા અપાર મહિમાનો પાર કોણ પામી શકે ? તમે મન-વચન-કાયાને અગોચર એવા પરબ્રહ્મ છો. પૃથ્વીનું પાપભારણ નષ્ટ કરી તમામ સ્ત્રીપુરુષોને મહામુક્તિને રસ્તે લઈ જવા માટે તમે જગદ્દગુરુ સ્વરૂપે આ દુનિયામાં અવતર્યા છો અને અબુધ અજ્ઞાનમાં અથડાતા જીવોને વિશુદ્ધ પ્રેમ વડે આપનાં ચરણકમળો પ્રત્યે આકર્ષણ કરી અહીં ખેંચી લો છો. એટલે સાવ અયોગ્ય હોવા છતાં પણ અમારા જેવા પાપી માનવીઓ આપનો આશરો પામી કૃતાર્થ થયા છે.

આપની પૂજા શા વડે કરવી-નથી કળાતું. હૃદયમાં જે જાતની ધગશ જે શ્રદ્ધા-ભક્તિ જે પ્રીતિ-અનુરાગ જોઈએ કે જેના વડે ઉપાસના કરવાથી આપ પ્રસન્ન થાઓ, તે તો અમારામાં નથી. આપનાં નિર્બળ શુદ્ધ અહેતુક કૃપા એ જ અમારો આધાર છે. જે ભાવનાઓ વડે આરાધ્યાથી આપની પ્રસન્નતા પ્રગટે તેવી ભાવનાઓ વડે અમારા અંતરને તરબોળ બનાવો. જે આશા, ને આશરો તમે આપ્યાં છે, એના ટેકણ પર જ આ નજીવાં પત્રપુષ્પ, ફલજળ વડે આપની પૂજા કરવા તત્પર બન્યા છીએ. આપ તે ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ."

આ પ્રકારની પ્રાર્થના કરી અત્યંત ભક્તિભાવે પ્રણામ કરવા.

**અભિષેક—**

ત્રાંબા કે પિત્તળના ખુમચામાં પાવડીઓની સ્થાપના કરવી અને સુગંધીદાર જળ ( અથવા તો દહીં, દૂધ. ઘી, મધ આદિ ) વડે "ૐ" નમઃ શ્રી ભગવતે પ્રણવાય" એવો મંત્ર બોલતાં બોલતાં અભિષેક કરવો અને નીચેનો શ્લોક બોલવો.

ॐ ત્વમાદિદેવઃ પુરુષ પુરાણઃ ત્વમસ્ય વિશ્વસ્ય
પરં નિધાનમ્ ।
ત્વમવ્યયઃ શાશ્વતધર્મગોપ્તા સનાતનસ્ત્વં પુરુષો
મતો મે ॥

અભિષેક કર્યા પછી સ્વચ્છ કપડાં વડે પાદુકાઓને લૂછીને આસને સ્થાપવી અને પછી ચંદન, પુષ્પ વગેરેથી શણગારવી.

આચાર્યદેવની છબીને ફૂલહાર વગેરેથી શણગારી "ॐ નમઃ શ્રી ભગવતે પ્રણવાય" એવો મંત્ર ભણી ત્રણ વાર ફૂલો ચઢાવવાં.

**ॐ અજ્ઞાનતિમિરાંધસ્ય જ્ઞાનાંજનશલાકયા ।**
**ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥**

આ મંત્ર ભણી વંદન કરવું.

**માનસપૂજા—**

પછી આસન પર બેસી, શરીરને સીધું ને ટટાર રાખી, પ્રાણ-મનને ગુરુમુખી બનાવી, આંખો મીંચી, એકાગ્ર ચિત્તે આચાર્યદેવની મૂર્તિનું ધ્યાન કરવું અને મનમાં કલ્પવું કે જાણે તેઓ હસતે વદને આવી તમારા હૃદયરૂપી આસનમાં બિરાજ્યા છે. આ રીતે કેટલાક વખત સુધી ભૂખ પ્રેમથી ધ્યાન ધરવું અને માનસપૂજા કરવી. દુનિયામાં પોતીકું કહી શકાય એવું જે કંઈ તમારે હોય તે બધું તેમને અર્પણ કરવું. તમારાં પ્રાણ-મન-કાયા, તમારા વિચાર-વાણી-કર્મ, તમારાં શુભાશુભ-બધું જ તેમનાં પાદપદ્મમાં દઈ દેવું અને છેલ્લે છેલ્લે તમારા પોતાના જીવનને તેમનામાં વિલીન કરવાની ભાવના કરવી. આ રીતે માનસપૂજાને અંતે બાહ્યપૂજા કરવી.

**બાહ્યપૂજા—**

જળપાત્રમાંથી આચમની વડે ત્રણ વાર પાણી લઈ 'ૐ આત્મતત્ત્વાય સ્વાહા' 'ૐ શિવતત્ત્વાય સ્વાહા', 'ૐ ગુરુતત્ત્વાય સ્વાહા'—એ ત્રણ મંત્રો સાથે તેનું આચમન કરી જવું. પછી ધૂપ, દીપ, ગંધ, નૈવેદ્ય વગેરે જે ભેગું કર્યું હોય તે એક પછી એક અર્પણ કરતા જવું કે—

**એષ ધૂપઃ ૐ નમઃ શ્રી ભગવતે પ્રણવાય**
**એષ દીપઃ ૐ નમઃ શ્રી ભગવતે પ્રણવાય**
**એષ ગંધઃ ૐ નમઃ શ્રી ભગવતે પ્રણવાય**
**એતત્ પુષ્પં ૐ નમઃ શ્રી ભગવતે પ્રણવાય**
**એતત્ નૈવેદ્યં ૐ નમઃ શ્રી ભગવતે પ્રણવાય** વગેરે

**જપ અને ધ્યાન—**

**ૐ અખંડમંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરમ્।**
**તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રી ગુરુવે નમઃ ॥**

આ મંત્ર બોલી વંદન કરી હૃદયમાં આચાર્યદેવની મૂર્તિનું ખૂબ પ્રેમથી ધ્યાન ધરતા ધરતાં. દીક્ષા લેનારે તેમણે જ આપેલા મૂળ મંત્રનો જાપ કરવો. જે દીક્ષિત ન હોય તેમણે 'ૐ નમઃ શ્રી ભગવતે પ્રણવાય' મંત્રનો જાપ કરવો અને જપ ગણતા જવા. ઓછામાં ઓછો ૧૦૮ વાર જાપ કરવો જોઈએ.

**જપ સમર્પણ અને પ્રાર્થના—**

**ૐ ગુહ્યાતિગુહ્યગોપ્તા ત્વં ગૃહાણાસ્મત્કૃતં જપમ્।**
**સિદ્ધિર્ભવતું મે દેવ ત્વત્પ્રસાદાત્ જગદ્‌ગુરો ॥**

આ મંત્ર વડે જપ સમર્પણ કરવા અને જગદ્‌ગુરુનાં પાદપદ્મમાં જ્ઞાન-ભક્તિ-વૈરાગ્યની યાચના કરવી.

આરતી—

પછી આરતી કરવી. 'જય ગુરુ ૐકાર જય શિવ ૐકાર' એ મંત્ર બોલતાં બોલતાં ધૂપ, દીપ, શંખ ત્રિશૂળ અમ્મર પંખો અને ફૂલો વડે આરતી કરવી અને નીચેના મંત્ર સહિત પ્રણામ કરવા.

ૐ અજ્ઞાનતિમિરાંધસ્ય જ્ઞાનાંજનશલાકયા ।
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રી ગુરુવે નમઃ ॥
મંત્રઃ સત્યં પૂજા સત્યં સત્યં દેવો નિરંજનઃ ।
ગુરોર્વાક્યં સદા સત્યં સત્યમેવ પરં પદમ્ ॥
અખંડમંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરમ્ ।
તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥
પિતૃમાતૃસુહૃદ્બન્ધુવિદ્યાતીર્થાનિ દેવતા ।
ન તુલ્યં ગુરુણા શીઘ્રં સ્પર્શયેત્ પરમં પદમ્ ॥
ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ ગુરુર્દેવો મહેશ્વરઃ ।
ગુરુસાક્ષાત પર બ્રહ્મ તસ્મૈશ્રી ગુરુવે નમઃ ॥
ધ્યાનમૂલં ગુરોર્મૂર્તિઃ પૂજામલં ગુરોપર્દમ્ ।
મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરોર્કૃપા ॥
બ્રહ્માનન્દં પરમસુખદં કેવલં જ્ઞાન મૂર્તિમ્ ।
દ્વંદ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિલક્ષ્યમ્ ॥
એકં નિત્યં વિમલમચલં સર્વધીસાક્ષિભૂતમ્ ।
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરું તં નમામિ ॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ ત્વમેવ સર્વં મમ દેવ દેવ ॥

પૂજા પૂરી થયા પછી વખત હોય તો ગુરુગીતાનો પાઠ

કરવો. નહિ તો ગાળે ગાળે, વખત મળે તેમ ગુરુગીતા થોડી કે આખી પાઠ કરવી અને ૐ ગુરુકૃપા હિ કેવલમ્ આ મંત્ર કીર્તન રૂપે રટવું અને નીચેની સ્તુતિવંદના વગેરે પાઠ કરવા.

### શ્રી પ્રણવસ્તોત્રમ્ ।

ૐ—કારમૂર્તયે સાક્ષાત્ પરબ્રહ્મસ્વરૂપિને ।
ન—મસ્તે શ્રી ભગવતે પ્રણવાય પરાત્મને ॥
મ—હામુક્તિવિધાત્રે વૈ જ્ઞાનભક્તિપ્રદાયિને ।
શ્રી—શ્રી ગુરુવે નમો નિત્યં શુદ્ધસત્ત્વશરીરિણે ॥
ભ—વબન્ધચ્છેદનં ચ નમામિ સર્વસાક્ષિણમ ।
ગ—હ્વરેષ્ઠ ગુહાતીતં પુરુષં ગહનાત્મકમ્ ॥
વ—ન્દિતાખિલમર્ત્યાય પૂજિતાશેષભક્તયે ।
તે—જોદીપ્તપ્રકાશાય નમસ્તે સર્વશક્તયે ॥
પ્ર—સન્નવદનં દેવં સર્વકલ્યાણકારણમ્ ।
ન—મામિ સુશ્યામલાંગં મધુરં સુમનોહરમ્ ॥
વા-મકરોદ્ધૃતદંડાય નમસ્ત્રિશુલપાણયે ।
ય—મિતાઘદુરિતાય પ્રાણવાનન્દાય તે નમઃ ॥

ૐ ભાવાતીતં યત્તુ મહાભાવયુક્તં, નિરાકારં યચ્ચ સાકારદીપ્તમ્ ॥
અહૈતુકીં પ્રેમઘનદિવ્યમૂર્તિં, આચાર્યરૂપં પ્રણવં નમામિ ॥

### શ્રી ગુરુવંદના

ભવ-સાગર—તારણ-કારણ હે
રવિ-નંદન-બંધન-ખંડન હે,
શરણાગત - કિંકર - ભીત - મને,
ગુરુદેવ ! દયા કર દીન જને. ૧

હૃદિ—કન્દર—તામસ—ભાસ્કર હે,
પ્રભુ વિષ્ણુ પ્રજાપતિ શંકર હે,
પરબ્રહ્મ પરાત્પર વેદ કહે,
ગુરુદેવ ! દયા કર દીન જને. ૨
મન—વારણ—શાસન—અંકુશ હે,
નરત્રાણ નિધે, હરિ ચાક્ષુષ હે,
ગુણગાનપરાયણ દેવગણે,
ગુરુદેવ ! દયા કર દીન જને. ૩
કુલકુંડલિની—નિદ્રભંજક હે,
હૃદિગ્રંથિવિદારણકારણ હે,
મમ માનસ ચચલ રાત્રિ—દિને,
ગુરુદેવ ! દયા કર દીન જને. ૪
રિપુસુદન મંગલ—નાયક હે,
સુખ—શાંતિ—વરાભયદાયક હે,
ત્રયતાપ ખસે તવ નામગુણે
ગુરુદેવ ! દયા કર દીનજને. ૫
અભિમાન—પ્રભાવ—વિમર્દક હે,
ગતિહીન — અનાથન — રક્ષક હે,
ચિત શંકિત વંચિત ભક્તિધને,
ગુરુદેવ ! દયા કર દીન જને. ૬
તવ નામ સદા શુભસાધક હે,
પતિતાધર્મ—માનવ—પાવક હે,
મહિમા તવ ગોચર શુદ્ધ મને,
ગુરુદેવ ! દયા કર દીન જને. ૭
જય સદ્ગુરુ ઈશ્વરપ્રાપક હે,
ભવરોગ—વિકાર—વિનાશક હે,
મન નિત્ય રહે તવ શ્રી ચરણે,
ગુરુદેવ ! દયા કર દીન જને, ૮

"ચંદ્રિકા પ્રિન્ટર્સ" રૂસ્તમપુરા, ચલમવાડ, સુરત,

## ભારત સેવાશ્રમ સંઘ સુરત શાખાની પ્રવૃત્તિઓ

૧. ગુરુકુળ કુમાર વિદ્યાલય
૨. ગુરુકુળ કન્યા વિદ્યાલય
૩. ગુરુકુળ અંગ્રેજી માધ્યમ સ્કુલ
૪. ગુરુકુળ વિદ્યાપીઠ ન. પ્ર. ધમણવાળા ગુજરાતી માધ્યમ સ્કુલ.
૫. ગુરુકુળ કુમાર છાત્રાલય
૬. પ્રણવાનંદ વ્યાયામ શાળા તથા અદ્વૈતાનંદ સાંસ્કૃતિક ભવન
૭. હિન્દુ મિલન મંદિર માસિક પત્રિકા
૮. ધર્મપ્રચાર મંડળી
૦. ધર્માદા દવાખાનું
૧૯. રાહત પ્રવૃત્તિઓ
૧૧. હિન્દુ મિલન મંદિર વ્યાયામ શાળા
૧૨. આદિવાસી કલ્યાણ પ્રવૃત્તિઓ
૧૩. વ્યાયામ વર્ગ તથા સંસ્કાર સિંચન શિબિર
૧૪. ગણપતિ ઉત્સવ
૧૫. ચૈત્રી નવરાત્રિ ઉત્સવ
૧૬. રક્તદાન શિબિર, નેત્રયજ્ઞ શિબિર
૧૭. પરાવર્તન કાર્ય વિગેરે,